

# નિસ્યંદન



( ગુજરાતી કવિતાનું  ઇ-સામયિક )

સપ્ટેમ્બર– ૨૦૧૨

વર્ષ – ૧    અંક – ૪



**તંત્રી - સંપાદક**

યોગેશ વૈદ્ય

**પરામર્શક**

જનક દવે,    સાહિલ,

શશિકાંત ભટ્ટ 'શૈશવ'  જિતુ પુરોહિત

**આ અંકના ફોટોગ્રાફર**

સનાએ માત્સુઝુકી (Sanae-Matsuzaki )

**ટાઇપ સેટિંગ**

ભૂલોક દવે

**ટેકનિકલ સહયોગ**

હાર્દિક ભટ્ટ, દિનેશ વાઘેલા

## o 'નિસ્યંદન' વિષે

o મૂળત: ગુજરાતી કવિતાને વરેલું 'નિસ્યંદન' અન્ય ભાષાની કવિતા / અન્ય કળાઓને પણ સ્પર્શવા ધારે છે

o લવાજમ – આપનો ઉમળકો અને આપની કાવ્યનિષ્ઠા.

o 'નિસ્યંદન' આપના ઇ-મેઇલ આઇ.ડી. પર નિયમિત મેળવવા આટલું કરો - બ્લૉગ http://mryogi62.blogspot.com પર જઈ **જરૂરી કડીઓ** અંતર્ગત 'નિસ્યંદન' વિષયક પ્રથમ કડી પર ક્લિક કરો. ખૂલેલા ફોર્મમાં વિગત ભરી submit કરો

o આપના સાહિત્યકાર મિત્રો/કાવ્યરસિક મિત્રોને 'નિસ્યંદન'ના નામાંકન માટે પ્રેરી 'નિસ્યંદન'ના પ્રસાર માટે મદદરૂપ થવા નમ્ર વિનંતી.

## o 'નિસ્યંદન' માટે આવકાર્ય છે

o અપ્રગટ મૌલિક કાવ્ય રચનાઓ તથા કાવ્ય અનુવાદ / મીમાંસા. કૃતિ સાથે સહિત્યકારે પોતાનો ફોટોગ્રાફ પણ જોડવો.

o અપ્રગટ રચનાઓ જ મોકલશો .બ્લોગ/વેબસાઇટ પર મુકેલ રચનાઓ મોકલવી નહિ .

o આપની આસપાસ / સંસ્થામાં બનતી સાહિત્યિક ઘટનાઓના સમાચાર / લઘુવૃતાંત ( ફોટોગ્રાફ તથા વીડિયો ક્લિપિંગ પણ મોકલી શકો. )

o આપના અંગત સંગ્રહમાંથી કાવ્યપઠનની ઑડિયો/વીડિયો ક્લિપિંગ.

o 'નિસ્યંદન' ના સુશોભન / મુખપૃષ્ઠ માટે આપના દ્વારા પડાયેલ સુંદર ફોટોગ્રાફ/ચિત્રો.

o પુસ્તક પરિચય માટે – પુસ્તકની એક નકલ.

o 'નિસ્યંદન'મા પ્રગટ થતા વિચારોની જવાબદારી જે તે કવિ /લેખકની રહે છે.

o કૃતિ ના સ્વીકાર/અસ્વીકારનો નિર્ણય એક માસમાં લઇ લેવાય છે.

## o અમને મળવાનાં ઠામ ઠેકાણાં :


**o ટપાલી દ્વારા – યોગેશ વૈદ્ય, 'હ્રદય કુંજ', યોગેશ્વર સોસાયટી, ૬૦ ફૂટ રોડ, વેરાવળ. ૩૬૨૨૬૫ - (ગુજરાત). ભારત.**

**o ઇ-મેઇલ દ્વારા -** mryogi62@gmail.com

**o બ્લૉગ પર** http://mryogi62.blogspot.com
http://yogesh-vaidya.blogspot.com


## *અનુક્રમ*

## ૦ સંપાદકીય



'નિસ્યંદન'નું સંકલન કાર્ય ચાલી રહ્યું હતું ત્યાં જ સમાચાર આવ્યા કે આપણા અગ્રિમ કવિ સુરેશ દલાલ નથી રહ્યા. દશકાઓથી ગુંજી રહેલો એક ગરવો અવાજ અચાનક મૌનમાં વિલીન થઈ ગયો. સુરેશ દલાલ આપણા એક અગ્રિમ કવિ હોવા ઉપરાંત સારા અનુવાદક ,સફળ સંપાદક, સહજ સંકલનકર્તા ,આગવા પત્રકાર ,પ્રખર વક્તા ,કુશળ પ્રકાશક અને શિક્ષક હતા. ગુજરાતી કવિતાને વૈશ્વિક મંચ સાથે જોડવા માટે અને આપણી કવિતાને (સાથે કવિઓને પણ!) અપેક્ષિત ગૌરવ અપાવવા માટે તેમણે નોંધપાત્ર કાર્ય કર્યું છે. જીવનને ઉત્સવ જેમ ઉજવી ગયેલા આ બહુઆયામી વ્યક્તિત્વની ગુજરાતી સાહિત્યજગતને ખોટ સાલશે .

તેમના જીવન –કવનનાં વિવિધ પાસાંઓને આપણે આગામી અંકમાં સંભારીશું . 'નિસ્યંદન'નો આગામી અંક 'સુરેશ દલાલ સ્મૃતિ વિશેષાંક ' તરીકે પ્રગટ કરવાનું વિચારેલ છે.

ગત સમયમાં અન્ય બે ગુજરાતી કવિઓ પણ આપણને છોડીને ચાલ્યા ગયા છે. – ભાવનગરના કવિ અરુણ દેશાણી અને કવિ દિનકર 'પથિક'. દિવંગતોને 'નિસ્યંદન' શ્રદ્ધાંજલિ પાઠવે છે .

'નિસ્યંદન'ના ગત અંકને મળેલ આપના ઉષ્મામાસભર આવકારથી ખરેખર રોમાંચિત થઈ જવાયું છે. ૨૫૦ થી પણ વધુ ઈ-મેઇલ પ્રતિભાવ અમને મળ્યા છે. 'નિસ્યંદન'ના પ્રચાર -પ્રસારમાં મદદરૂપ થવા કરાયેલી અપીલને પણ સુંદર પ્રતિસાદ મળી રહ્યો છે. આપના સહકાર વડે જ 'નિસ્યંદન' સરીખું ડિજીટલ લઘુસામયિક વિસ્તરી અને વિકસી શકે.

આજ સુધીમાં 'નિસ્યંદન' ૪૦૦૦ થી વધુ કોમ્પ્યુટર સ્ક્રીન સુધી પ્રત્યક્ષ રીતે પહોંચતું થયું છે.(પરોક્ષ પ્રસાર આનાં કરતા વધારે હશે )

સાહિત્યિક રુચિઘડતરની દિશામાં કશુંક અર્થસભર કાર્ય કરતા રહેવાની 'નિસ્યંદન'ની નેમ છે. ગુજરાતી સાહિત્યકારોનાં ખુલ્લાં મનના સહકાર વગર આ કાર્ય શક્ય નથી. સાહિત્યકારો તરફથી ઉત્તમ કૃતિઓ અમને મળતી રહેશે તેવી શ્રદ્ધા છે.

આભાર

યોગેશ વૈદ્ય

તારીખ: ૦૧ .૯ . ૨૦૧૨.





## O ગઝલ



ઘેરથી નીકળી ચૂક્યો હો તો પછી પાછો ન ફર !
સાદ સામેથી થયો હો તો પછી પાછો ન ફર !

વન વિકટ રાનીપશુઓ ને ભયાવહ રાત હો !
પગ નિકટ રસ્તો રહ્યો હો તો પછી પાછો ન ફર !

આ નદીની પાર જાવાનું હતું મુશ્કેલ પણ !
પુલ બંધાઈ ગયો હો તો પછી પાછો ન ફર !

આમ તો અધવચ્ચે પહોંચી પાછા ફરવું વ્યર્થ છે !
પંથ જો અડધો રહ્યો હો તો પછી પાછો ન ફર !

જો હવે રોંઢો થશે ને તો પછી રૂપાળી સાંજ
સૂર્ય મધ્યાહ્ને ગયો હો તો પછી પાછો ન ફર !

**O હરકિસન જોશી**





## O ગઝલ

થોડાક ફૂટપાથ પર બેઠા રડી રહ્યા.
થોડાક એક પગ ઉપર ઊભા લડી રહ્યા.

ઊભા લડી રહ્યા , લડીને લડખડી રહ્યા ,
થોડા મૂરખ અરસપરસ ત્યાં આથડી રહ્યા

કોઈના શબ્દ સાવ ટાઢાબોળ સ્પર્શતા,
તો કોઈ શબ્દ તણખેતણખે તડતડી રહ્યા.

નીકળી રહ્યા જીરણ જૂના કૈં ખ્યાલથી ઘણા,
તેમજ ઘણા સડ્યા વિચારોમાં સડી રહ્યા.

ચાલ્યું ગયું એ કોણ અહીં શબ્દ વેરતું !
કે ચોકચોતરેથી કૈં મોતી જડી રહ્યાં.

**O કિસન સોસા**

## O ખોઈ નાખી



આપણે ગીત ગાતા
એ ખોવાઈ ગયા છે
આપણી બધીય કથાઓ
કણકણ થઈને ભળી ગઇ છે માટીમાં
આપણી પાસે હતા
સોના-રૂપાના હાથપગ
હતા લોઢા જેવા મનસૂબા
અને હતો પોતાનો કહેવાય
એવો કિંમતી ખજાનો છાતીએ

આપણી પાસે હતી સમજણ
આ છેડાથી પેલા છેડા સુધી પહોંચવાની
હતી સમજણ
બે છેડા કઇ રીતે ભેગા કરવા, એની

જુગજૂના મનખા અવતારે
ધરતીથી આભનો સંબંધ
નિભાવવાની વાત
ખોઈ નાખી
આભાસી અજવાળાને વળગવા જતાં

આભાસી અજવાળે
લોહી પી પીને નભતાં જનાવર
પાછલે બારણેથી
ધીમે ધીમે કરતાં કેમ કરીને
આપણી ચારેકોર ગોઠવાઈ ગયાં
એની સુધ જ ન રહી

**O ફારૂક શાહ**







## O ગઝલ

ઝાડ સાંભળ્યા કરે તૂટેલ ડાળખાંની વાત
પીઠ પર પડેલ લોહીઝાણ ચાબખાની વાત

ના પરખ થઈ શકી સમયનાં સત્યની કદીય
વિશ્વ આ કરી રહ્યું છે તોય પારખાંની વાત

અંધકારમાં મળી જશે ઉજાશનાં સ્વરૂપ
બે ઘડી જ સાંભળો તમે જો બેરખાની વાત

છે હજી તો આવવાની માર્ગમાં ઘણી વસંત
યાદ ના કર્યા કરો વીતેલ આયખાંની વાત

પૂર્ણતા તો જિંદગીના હાથનો અધૂરો જામ
શ્વાસે શ્વાસે નીકળી અધૂરાં અબળખાની વાત

સાચવી શક્યાં નથી જે નેહની સગાઈ દોસ્ત!
એ બધાય બેધડક કરે છે રખરખાની વાત

ભૂતકાળના તમામ અર્થ ભૂતકાળ માત્ર
માણસોનો વર્તમાન ધ્વસ્ત માળખાની વાત.

**O સાહિલ**

## O મૂંઝવણ (નઝમ)



કાગળમાં અંદરની બાજુ
લઇ જાય છે કાચા રસ્તાઓ
જેમાં ધુમ્મસનો પાર નથી
વણખેડાયેલા , ખરબચડા ,
જ્યાં કોઈ પણ જાનાર નથી ;
કહેવાય છે એમાં દૂર સુધી
અક્ષરની ભાળ નથી મળતી ,
કહેવાય છે એમાં દૂર સુધી
બસ મૃત દૃશ્યોનાં ટોળાં છે;
ક્યારેક તો એવું લાગે કે
એક શ્વેત રંગનો પડછાયો
આંખો ફાડીને જુએ છે.
જાણે હમણાં ભરખી લેશે;
આ કાગળમાંના રસ્તાઓ
બોલાવે છે અડધી રાતે..

..હું જાણું છું કે જાઉં અગર
પાછો ક્યારેય નહિ આવું !

**O મિલિન્દ ગઢવી**







## O ગઝલ

તને ભીંજવીને કરે તરબતર જે હવે એવો વરસાદ પણ ક્યાં પડે છે ?
પડે તો ગજાથી વધુ માતબર જે હવે એવો વરસાદ પણ ક્યાં પડે છે ?

સમયસારણીથી ઉનાળો પ્રજાળે, સ્મરણ રાત-દી મન ચહે ત્યારે બાળે,
બધું ઠારી દઈને કરે બેઅસર જે હવે એવો વરસાદ પણ ક્યાં પડે છે ?

મને સૂર્ય બાળે ને વાદળ બનાવે, પવન તારી શેરી સુધી લાવી ઠારે,
ટીપું થઈ પલાળે તને, તારું ઘર જે હવે એવો વરસાદ પણ ક્યાં પડે છે ?

કશુંક ક્યાંક કાયમ રહી જાય કોરું, ખૂણાખાંચરાઓ ચહે એક ફોરું,
પરંતુ કણેકણની રાખે ખબર જે હવે એવો વરસાદ પણ ક્યાં પડે છે ?

સદાથી, કદીથી, અટલથી, યદિથી, મને ભીંજવે જે ક્ષણોથી, સદીથી,
વળોટી રહે કાળની સૌ સફર જે હવે એવો વરસાદ પણ ક્યાં પડે છે ?

હવે એ પડે છે તો છત્રી બનીને યા ટોપી કે જેકેટ, ગમશુઝ બનીને,
પડે તો બધા આવરણની વગર જે હવે એવો વરસાદ પણ ક્યાં પડે છે ?

**O વિવેક મનહર ટેલર**



## O ગઝલ



રહો ટોચ પર તો સદા ધ્યાન રાખો,
જે ટેકો બન્યા એમનું માન રાખો.

કરે યાદ તો આંસુ આવે ખુશીનાં,
બધી આંખમાં એટલું સ્થાન રાખો.

જરૂરત પડે ત્યાં લડી લો ભલે પણ,
વૃત્તિમાં સતત બસ સમાધાન રાખો.

વ્યથાને જીવનમાં ન સ્થાયી થવા દો,
રહે ત્યાં સુધી માત્ર મ્હેમાન રાખો.

છે ભાડાનું ઘર ક્યાંક ભૂલી ન જાશો,
અહીં ખપ પડે એ જ સામાન રાખો.

**O ડો.કેતન કારીયા**





## O ગીત

હું પણ હોત કનૈયો !
પણ વાતવાતમાં વચ્ચે આવ્યો તારો એ જ નનૈયો !

તાર શ્વાસના બાંધીને મેં સિતાર હૈયે ચાંપી
મઢી પોપચાં મૃદંગમાં , હું બેઠો છું ટાંપી
તારા રસ કે રંગ રૂપનાં ગીતનો થવા ગવૈયો.
પણ વાતવાતમાં વચ્ચે આવ્યો તારો એ જ નનૈયો !

દરેક દિવસો ગુલાબ માફક મેં કેવા ખિલવેલા?
જાત સુકાવી જીવ નિચોવા હર પળ અમે ઊભેલા!
મહેકાવું અત્તરથી જીવતર એવો શબ્દ સરૈયો!
પણ વાતવાતમાં વચ્ચે આવ્યો તારો એ જ નનૈયો !

**O સતીશચન્દ્ર વ્યાસ**

*** શ્રદ્ધાંજલિ ***





**કવિ સુરેશ દલાલ**

**તા.૧૧૧૯૩૨-૧૦- તા૨૦૧૨-૦૮-૧૦.**

## ગીત

રાધાનું નામ તમે વાંસળીના સૂર મહીં વ્હેતું ના મેલો, ઘનશ્યામ !
સાંજ ને સવાર નિત નિંદા કરે છે ઘેલું ઘેલું રે ગોકુળિયું ગામ !
વણગૂંથ્યા કેશ અને અણઆંજી આંખડી
કે ખાલી બેડાંની કરે વાત;
લોકો કરે છે શાને દિવસ ને રાત
એક મારા મોહનની પંચાત.
વળી વળી નીરખે છે કુંજગલીપૂછે છે:, કેમ અલી! ક્યાંગઈ' તી આમ?
રાધાનું નામ તમે વાંસળીના સૂર મહીં વ્હેતું ના મેલો, ઘનશ્યામ!
કોણે મુક્યું રે તારે અંબોડે ફૂલ ?
એની પૂછી પૂછીને લિયે ગંધ;
વહે અંતરની વાત એ તો આંખ્યુની ભૂલ,
જો કે હોઠોની પાંખડીઓ બંધ.
મારે મોંએથી ચહે સંભાળવા સાહેલી માધવનું મધમીઠું નામ;
રાધાનું નામ તમે વાંસળીના સૂર મહીં વ્હેતું ના મેલો, ઘનશ્યામ!

**‘નિસ્યંદન’નો આગામી અંક ‘સુરેશ દલાલ સ્મૃતિ વિશેષાંક’ રૂપે પ્રગટ કરીશું.**

સાહિત્યકારો તથા શ્રી સુરેશ દલાલના અંગત સંપર્કમાં રહેલા મિત્રો/કવિતા પ્રેમીઓ ,અભ્યાસીઓ / પત્રકારોને તેમના દિવંગત સાથેનાં સંસ્મરણ / કાવ્યાંજલિ તથા સંસ્મરણલેખ / અભ્યાસલેખ (અપ્રગટ) પાઠવવા અપીલ કરીએ છીએ , નિમંત્રણ પાઠવીએ છીએ.



આપણે સહુ સાથે મળીને આપણા કવિ સુરેશ દલાલને સંભારીએ તેવો ઉપક્રમ છે.

આપના અંગત સંગ્રહમાંના સુરેશ દલાલના ફોટોગ્રાફ્સ , ઓડિયો/વિડીયો ક્લિપિંગ્સ અમને મળશે તો આ સંભારણું અનેરું બની રહેશે ૦ તંત્રી–સંપાદક

## * શ્રદ્ધાંજલિ *



તા.૦૧-૦૮-૧૯૫૦
તા.૦૪-૦૭-૨૦૧૨



□

આવી શકે તો આવ પછી હું નહીં મળું,
ડૂબી જશે આ નાવ પછી હું નહીં મળું.

મારાથી જેટલાં થયા છે દુર્વ્યવહાર એ –
ક્ષમા કરી બતાવ પછી હું નહીં મળું.

આ રૂસણાં – મનામણાં ક્યાં સુધી ચાલશે ?
એનો ઉકેલ લાવ; પછી હું નહીં મળું.

જો શક્ય હોય તો મને અજવાસ આપજે,
છૂટું તમસ - તળાવ પછી હું નહીં મળું.

મારી લઘુકથાનો કેવો અંત સંભવે ?
એ અંત તો લખાવ પછી હું નહીં મળું.

— અનુભા દેસાણી



તા. ૨૮-૦૯ -૧૯૨૮
તા.૧૦-૦૭ -૨૦૧૨

### O ગઝલ

એક પંખી જેમ હળવો થઈ ગયો
આંખ સામે ક્ષણનો માળો થઈ ગયો

જી હજૂરી કેટલી મોંઘી પડી
જાત સાથે કેવો ઝઘડો થઈ ગયો

ચંદ્ર દેખાતો થયેલો બાદમાં
તારા મુખ પર પહેલાં પડદો થઈ ગયો

હાંકવા માંડી મેં નૌકા રણ મહીં
ઝાંઝવાઓને ધ્રુજારો થઈ ગયો

મેં અરીસાને પૂછ્યું , "શા કારણે
બિંબ છોડી, કાચ ઠાલો થઈ ગયો?"

મેં ગઝલ પૂરી કરી બસ એ ક્ષણે
હું મટી મારો , બધાનો થઈ ગયો

O દિનકર 'પથિક'



## O કોલાહલ



ભરબપોરે
પવને
બંધ કરી દીધી
ખુલ્લી બારીને

કાંઉ કાંઉ ગજવતો
વ્યથિત કાગડો
પાંખથી એક પીછું ખેરવતો
ઊડી ગયો વન તરફ

વરસો બાદ
એકાએક એને યાદ આવ્યું
ખરી ગયેલું એ પીછું
અને જઈ ચઢ્યો
પેલી જૂની-પુરાણી બારી પાસે
ત્યારે એને ત્યાં
એ પીંછું તો ન જ મળ્યું
પણ એના આકાશને ,
એની જર્જરિત પાંખોને
વળગી પડ્યું
કોલાહલથી ખદબદતું શહેર!

**O પ્રીતમ લખલાણી**





## O મનેખ



મનેખ પણ કંઈ થાય છે ને ભૈ !

અડીને અભડાતા બે હોઠ
બોલીને બાવળે પૂગે
કાયાના શણગારે શૂરા
અમથાં અમથાં આથડે આથમણે

એંઠા હાથ થાળીમાં ધૂએ
ને હાંડો ઉપાડી ગાગર મૂકે
આવાં ગામતરાં કરે રોજ

ઊભે ખેતર વચ્ચે ખાંભાની જેમ
ને મારગને પૂછે :
ક્યાં જાય છે તું ?
પછી ઘૂમે
ઘાણીના બળદ હોય એમ

વરસતા વરસાદે બારણે બેસી
ધનુષના રંગોને પુસ્તકમાં જુએ
ફરતા-ફેરવતા
મોતિયાના ડોળે
ગમતા રંગ શોધતા
ઠેઠ પૂગે મસાણે

મનેખ પણ કંઈ થાય છે ને ભૈ ?

**O સુખદેવસિંહ ગોહિલ**

## O ક



ક મર્યો. અને ના મર્યો. એના બાપ સમ
ક, એના દાદા સમ ગામના સ્મશાનમાં ડૂબ્યો.

ડૂબ્યો પણ ના ડૂબ્યો. એ કાદવમાં ગયો.
કાદવમાં અને કાદવમાંના મૂંગા પથ્થરમાં.

અબોલ ત્યાં હવે. ભૂલતો. છેંકતો. છે ત્યાં હમણા અને નથી.
કારણ નથી ત્યાં જગ્યા. એ અંત અને શરૂઆત વિન છે.ક-ક-ક.

કોઇ મર્યું. કોઇ નહીં. એનુ નામ - ભૂલાયું.
એના બાપ અને દાદાના નામ સમ. ક્યારેક

ક વસ્તુનો ખખડાટ. જે સૂવા ગયો
ક્યારેક જાગી જાય, જે જાગરણ સતત મરતું જાળવે.

ક્યારેક ક-ક-ક એના અવાજનું સ્થાન શોધતો અસહ્ય ત્રાસ.
ક્યારેક ક-ક-ક શેરીમાં પડતા વરસાદની એકસૂરી ઉદાસી.

ક-ક-ક સમુદ્ર બહાર નીકળતા ખળખળે.
ક-ક-ક ઘડિયાળમાં ક્વાર્ટ્ઝના નિસાસા.

ખાત્રીપૂર્વક કેવળ-- ક છે મૃત.

જે કોઇ વિચારે એ કોઇકવાર સાંભળે છે એને સાંભળજો ઇતર કાનથી,
જે કોઇ એને નથી સાંભળતું , સાંભળ્યા કરશે નિરર્થક.



**O એલેસ સ્ટેગર**
**અનુવાદ - હિમાન્શુ પટેલ**

***કવિ વિશે નોંધ***

સ્લોવકિયન કવિ એલેસ સ્ટેગર એમના તત્વજ્ઞાન અને ઊર્મિયુક્ત વલણથી એ દેશના યુવાન આશાસ્પદ કવિઓમાં સ્થાન પામ્યા છે."બૂક ઓફ થિંગ્સ" કાવ્યસંગ્રહ જે અમેરિકા ખાતે પ્રસિદ્ધ થયેલો પહેલો છે. પચાસ કાવ્યમાં સર્જક "વસ્તુઓ" દા.ત. એસ્પરિન, ખુરશી, બૂચ વગેરેને અજોડ કાવ્યપ્રતિભાથી નવું સ્વરૂપ આપે છે. પણ એ એમના મધ્ય યુરોપિયન ઇતિહાસગત તાત્પર્યથી એમાં વિષાદ પણ ઉમેરે છે, ઘોળે છે. એમના પદાર્થ વિશાળ વેદનાથી તરબતર છે, દા.ત. "લાળ" કાવ્યમાં એ કહે છે," દાંત વચ્ચે,તમે જ્યારે થૂંકો પોતાનો નાનકડો જાતિસંહાર.." શાહી સુકાય તે પહેલાં અંગ્રેજી અનુવાદ મળવા એટલા સહજ નથી. કાવ્યસંગ્રહ પ્રસિદ્ધ થયાનાં પાંચ વરસમાં તો અનુવાદ કરવા કોઇને મજ્બૂર કરી ગયો એટલો સશક્ત છે, જે ફ્રાન્સના પોંજે અને ક્રેગ રનેં જેવાની યાદ અપાવી જાય છે.
અહીં આ કાવ્યમાં પણ 'ક' પેલા કાફકાના ‘k’ જેવો છે કે કામ્યુના સ્ટ્રેન્જર જેવો છે વા ગીતામાં કહ્યો છે તે' દરેક' જણ છે- મરવા જન્મેલો. સ્ટેગર પાસે જક્સ્ટાપોઝ કરવાની લાક્ષણિક આવડત છે. એમની અભિરુચિ 'વિરામ' મૂકવામાં નહીં પણ ભૂતકાળ ટપકાવામાં છે. પદાર્થને ફરીથી વણઓળખ્યા કરી નાખવા એમની સહજવૃત્તિ છે અને એ જ સર્જકકર્મ છે. વણઓળખ્યા કરવાથી પદાર્થને સજીવ કરે વા મેટાફર તરીકે પ્રયોજે જે ક્યારેય ઉઘાડું (ઓબ્વિયસ) નથી પણ હમેશા એમાં નવ્ય સંપૂર્ણ અર્થાનુભૂતિ ઉમેરી આપે છે..-- **હિમાન્શુ પટેલ**

## O ભાવનવ્યાપાર : પરિમાણો અને પ્રશ્નો

નિસર્ગ આહીર




*કલા છે ભોજય મીઠી ને ભોક્તા વિણ કલા નહિ,*
*કલાવાન કલા સાથે ભોક્તા વિણ મળે નહિ.*

કલાપી આ પ્રમાણે કહે છે તેમાં કલાના રચયિતા અને ભોક્તાના સંબંધની મૂળગામી હકીકત રજૂ કરવામાં આવી છે. સર્જન, ભાવન અને વિવેચનના પ્રશ્નો સાહિત્ય જેટલા જ જૂના છે. એનો અંત આવવાનો નથી. સમયેસમયે નવું ઉમેરાતું જાય છે તેમતેમ નવા નવા પ્રશ્નો સામે આવતા જ જાય છે. પરંતુ એટલું તો ચોક્કસ કે સર્જન છે તો ભાવન છે અને ભાવન છે તો કલાની પ્રવૃત્તિ થતી રહે છે. બન્નેનો સંબંધ અવિનાભાવી છે. સર્જનવ્યાપાર સમજાવવો ખૂબ જ કઠિન છે એમ ભાવનવ્યાપાર પણ સમજાવવો મુશ્કેલ છે. અહીં હું ભાવનવ્યાપાર વિશેની કેટલીક પાયાની બાબતો મુદ્દાપુરઃસર મૂકવા માગું છું.

### ભાવનની વિભાવના :

'ભાવન' શબ્દમાં જ 'ભાવ'ની પ્રધાનતા છે. સર્જક જે સર્જન કરે તેને પોતાના ચિત્તમાં ઝીલીને બિનઅંગત ભાવવિશ્વને અંગત ભાવરૂપે સ્વીકારીને સાહિત્યાનંદ માણે તે ભાવક. ભાવક પાસે સર્જનનું સાધારણીકરણ થાય તેવી સજ્જતાની અપેક્ષા રહે છે જ. આ સજ્જતા એટલે વ્યાપક સંવિદતંત્ર, કેળવાયેલ ભાવવિશ્વ, કલાપદાર્થની વિસ્તૃત સમજ, પૂર્વગ્રહમુક્ત ઉચ્ચ રુચિ, અધ્યયન-મનન-ચિંતનના પરિણામે જન્મેલ વિવેક ઈત્યાદિ. જેમ સર્જકપક્ષે, તેમ ભાવકપક્ષે પણ પ્રતિભાની અપેક્ષા રહે છે.

### વાચન અને ભાવન :

વાચક અને ભાવકમાં તાત્ત્વિક ભેદ છે. વાચન માહિતી, જ્ઞાન, જાણ માટે હોય છે; ભાવન અનુભૂતિ માટે હોય છે. એના દ્વારા માહિતી, જ્ઞાન કે જાણકારી મળે તો તે સારું છે, પણ સાહિત્યવાચનનો મુખ્ય આશય તો ભાવનનો જ છે અને ભાવન દ્વારા પ્રાપ્ત થતા આનંદનો છે. કૃતિના ભાવનની પળોમાં શું થતું હોય છે ભાવકચિત્તમાં ? સર્જનની સમાંતરે તેની તમામ ચેતનાની ગતિ થતી હોય છે અને પોતાનું અલાયદું વિશ્વ રચાતું આવે. તેનું ભાવવિશ્વ વ્યાપક બને, ચિત્તના સુષુપ્ત ભાવો જાગૃત થાય, નવો પ્રકાશ લાધે, રમ્ય કેન્દ્રો આનંદથી ખુશખુશાલ કરી દે, ગોપિત રસસ્થાનો મુગ્ધ કરી દે, 'હવે પછી શું ?'-ની અપેક્ષા જાગે, કલ્પનાજગત સળવળી ઊઠે, પ્રત્યક્ષીકરણ થવા લાગે, પોતાની અનુભૂતિ પણ એમાં ભાગ લેવા લાગે, નિજી અનુભવો જાગૃત થઈ ભાવનાત્મક સધિયારો શોધી લે ઈત્યાદિ ઈત્યાદિ. ભાવક માત્ર સર્જનની સાથેસાથે ચાલે છે તેમ નહિ, તે ખાસ્સો વિરોધાય પણ છે, અટકે છે, વિચારે છે, નવા રસ્તાઓ જાતે જ શોધી લે છે. તે સર્જકની કચાશોને જાતે પૂરતો પણ જતો હોય છે. આવી અનેક પ્રક્રિયાના અંતે તેને જે મળે છે તે ભાવસૌંદર્ય અને આ સૌંદર્ય આનંદપર્યવસાયી હોય છે.

### ભાવન સંદર્ભે પાયાના પ્રશ્નો :

સર્જક પોતાને અભિપ્રેત અનુભૂતિ, લાગણી, સૌંદર્ય, સત્ય, તથ્ય, આવેગો, કલ્પનામાધુર્ય ઈત્યાદિને કોઈ કૃતિપિંડ રૂપે મૂકે એને અભિવ્યક્તિ કહેવાય છે. એવો સર્જનપિંડ સાંભળવાથી, વાંચવાથી કે કોઈ અન્ય માધ્યમથી ભાવક ઝીલે એટલે એવા વ્યાપારને સંક્રમણ, અવગમન કે પ્રત્યાયન કહેવાય. આ અર્થમાં કર્તા, કૃતિ અને ભાવકનો ત્રિકોણ રચાય તે રચનાપ્રક્રિયાની પૂર્ણતા દર્શાવે છે. પ્રશ્ન એ થાય છે કે શું કૃતિના કર્તાએ કહેલું તમામ ભાવકમાં સંક્રાંત થાય છે ? સર્જકની ભાવાવસ્થા અથવા મનોભૂમિકાએ ભાવક પહોંચી શકે છે ખરો ? સર્જકનું નિજી અનુભૂતિવિશ્વ ભાવકનું યથાતથ ભાવવિશ્વ બને છે ખરું ? સર્જક પાસે એવી અપેક્ષા રાખી શકાય કે તેણે ભાવકોને ધ્યાનમાં રાખીને જ સર્જન કરવું ? ભાવક પાસે પણ એવું અપેક્ષિત રહે કે તેણે સંપૂર્ણપણે સર્જકની સમાંતરે થવું ? ભાવન વિશેના આવા અનેક પ્રશ્નો છે, જેનો સરળતાથી ઉત્તર આપી શકાય તેમ નથી.

## ભાવન-અનુભાવન :

કોઈ પણ કૃતિનું ભાવન શક્ય છે, અનુભાવન અશક્ય છે. સર્જકચિત્તમાંથી સર્જાયેલ રચના દ્વારા ભાવનની કક્ષાએ સંપૂર્ણપણે સર્જકની સમકક્ષ થવું અશક્ય છે. એવો આગ્રહ પણ શા માટે હોવો જોઈએ ? સર્જક સર્જન કરે પછી કૃતિ સ્વાયત્ત બની જતી હોય છે. ભાવક ભાવન દ્વારા પોતાની કલ્પનાશક્તિ, અનુભૂતિ, રસરુચિ અને પ્રતિભાના આધારે કલાનંદ માણે એ જ પૂરતું છે.

## અર્થઘટનના પ્રશ્નો :

આપણું જગત નક્કર તથ્ય સાથે સંકળાયેલું છે. એટલે જ આપણે સાહિત્યમાં પણ તે તથ્યને શોધવા મથીએ છીએ. આપણે અર્થહીન કશું સ્વીકારી શકતા નથી, કેમકે આપણું નામરૂપાત્મક જગત એનાથી પામી શકાતું નથી. એટલે સામાન્યતઃ સાહિત્યકૃતિના ભાવન વખતે ‘આનો અર્થ એટલે આ...’ એવી સમજની સહજ જ પરંપરા ચાલતી હોય છે. શબ્દની સાથે અર્થ સંકળાયેલો જ હોય, પણ ઘણી વાર શબ્દોનાં સંયોજનો સૂક્ષ્મસંકુલ હોય તો તરત જ પ્રશ્ન થાય કે ‘આનો અર્થ શું ?’ સામાન્યતયા ભાવક કૃતિનું અર્થઘટન કરવા મથે છે. પણ આપણે એ સમજી લેવું જોઈએ કે અર્થ કરતાં પણ વિભાવના-concept-વધારે મહત્ત્વની છે. આપણું જગત જેટલું સ્થૂળ છે એટલું જ સૂક્ષ્મ છે. જેટલું મૂર્ત છે તેટલું જ અમૂર્ત છે. આપણા મોટા ભાગનું જીવન તો અમૂર્ત ધારણાઓ, કલ્પના કે ભાવનાના આધારે જ ચાલતું હોય છે. એટલે જે તે સાહિત્યપદાર્થનો અર્થ શોધવો એ સર્વસ્વીકૃત બાબત હોવા છતાં એ જ સાધ્ય છે એમ માની લેવાની જરૂર નથી. શબ્દના અર્થની પણ બે કક્ષા છે : અર્થશક્તિ-significance-અને અર્થવ્યક્તિ-value. સર્જક શબ્દની આવી અનંત શક્યતાઓને આધારે મહત્તમ અર્થવ્યાપાર સર્જતો હોય છે.

## અર્થસંકુલ અને અર્થબહુલ રચના :

ચોક્કસ અર્થઘટન ધરાવતી કૃતિ કરતાં અર્થબહુલ કે અર્થસંકુલ કૃતિ કલાની દૃષ્ટિએ સારી. અલગઅલગ સમયની વાચનાએ આવી કૃતિ નવાં જ પરિમાણો આપતી હોય છે. આ અર્થમાં કેટલીક કૃતિઓ નારિકેલફલપાક જેવી હોય છે, એનું કોચલું ભેદવાની સજ્જતા આવકાર્ય છે.

ભાવકે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે સારી સાહિત્યકૃતિ એક જ અર્થ આપીને અટકી જતી નથી. એમાં અર્થઘનતા હોય છે અને અર્થબાહુલ્ય પણ હોય છે. બે શબ્દની વચ્ચે રહેલો અવકાશ, કદી સ્થૂળ રીતે ન દેખાતો અર્થ જ કૃતિને રમ્ય બનાવે છે. બધું જ દર્શાવી દેવાનો આગ્રહ સારો સર્જક ન રાખે. તે જે દેખાડે તેના કરતાં તો વધારે છૂપાવે. કહેવા કરતાં ભાવકની કલ્પનાને ખીલવાનો અવકાશ આપે. સર્જકની આવી પ્રયુક્તિઓને સમજીએ તો કૃતિનું ગોપિત સૌંદર્ય પામી શકાય. ઘણી વાર સામાન્ય વાચકને ‘દુર્બોધ’ લાગતી કૃતિ વસ્તુતઃ તો અર્થબહુલ હોય છે કે વ્યંજનાસભર હોય છે. એવી કૃતિનું સૌંદર્ય પામ્યા પછી ચિત્ત નાચી ઊઠે છે.

## ભારતીય મત:

ભાવક સંબંધી ચર્ચામાં ભારતીય સાહિત્યમાં જે કંઈ મીમાંસા થઈ તે સંદર્ભ પણ તપાસવો રસપ્રદ છે. રાજશેખરે ભાવકનું ખૂબ મહત્ત્વ કરીને સર્જન માટેની કારયિત્રી પ્રતિભા જેટલું જ મહત્ત્વ ભાવન માટેની ભાવયિત્રી પ્રતિભાને આપ્યું. ભારતીય પરંપરાએ ‘સહૃદય’ જેવો અદ્દભુત શબ્દ પણ આપ્યો. ‘સહૃદય’ એટલે ઉત્તમ કૃતિઓના પરિશીલનથી જેનું ચિત્ત મુકુરીભૂત થયું છે તે.

ભારતીય સાહિત્યમીમાંસામાં ધ્વનિ અને વક્રોક્તિ વિશે જે વિચારણા થઈ છે તેમાં સાહિત્યની આવી અનેકસ્તરીય અર્થવત્તાનું જ મહત્ત્વ કરવામાં આવ્યું છે. ભાવક જો સજ્જ ન હોય, રસરુચિ કેળવાયેલ ન હોય તો ધ્વનિસંકેતો, સાહચર્યો, સૂક્ષ્મતા અને અર્થબાહુલ્યને પામી શકે નહિ એ હકીકત છે, પણ સાહિત્ય ભાવક પાસે પ્રતિભાની અપેક્ષા રાખે જ છે. આખરે

સાહિત્ય કેળવાયેલા માનવ માટેની પ્રવૃત્તિ છે, પ્રબુદ્ધ લોકો દ્વારા સિદ્ધ થયેલી કલાસંપત્તિ છે. શબ્દની ચાર શક્તિઓ સર્વવિદિત છે : તાત્પર્યા, અભિધા, લક્ષણા અને વ્યંજના. આપણો ભાષાવ્યાપાર મુખ્યત્વે અભિધાના સ્તરે, ક્યારેક લક્ષણાના સ્તરે અને ભાગ્યે જ વ્યંજનાના સ્તરે ચાલતો હોય છે, પણ સાહિત્યની ભાષામાં અભિધા કરતાં લક્ષણા અને વ્યંજનાશક્તિનું જ વિશેષ મહત્ત્વ હોય છે. એટલે જ સાહિત્યની ભાષા અને વ્યવહારની ભાષા જુદીજુદી છે. સાહિત્યમાં સર્જકની અભિવ્યક્તિ હોય છે. આ અભિવ્યક્તિ એ સાહિત્યના માધ્યમ એવા શબ્દ અને અર્થનો ઉપયોગ કરીને કરે છે. શબ્દ અને અર્થ સાહિત્યનાં માધ્યમ જરૂર છે, પણ માત્ર શબ્દાર્થ એ જ સાહિત્ય નથી. શબ્દ અને અર્થનું નૂતન સંયોજન એટલે જ સાહિત્ય. એટલે કે સીમિત શબ્દોને અસીમિત બનાવવા જતાં સાહિત્યકાર શબ્દની અર્થશક્તિને વધારે વ્યાપક બનાવે છે.

### વિવેચન અને આસ્વાદ :

કૃતિ પાસે અમુકતમુક અપેક્ષાએ જવાથી સરવાળે ભાવકને ગેરલાભ છે. પરંતુ એ પણ હકીકત છે કે સારાં વિવેચનો અને સારા આસ્વાદો વાંચવાથી ભાવકની ભાવનલક્ષી સજ્જતા વધે છે. શરત એટલી જ છે કે કોઇ પણ પ્રકારના વાડામાં બંધાવું જોઇએ નહિ. કૃતિગત વિવેચન કૃતિને અનેક પરિપ્રેક્ષ્યમાં મૂકી આપે છે અને એની અનેક સૂક્ષ્મતાઓ પામી શકાય છે. સારા આસ્વાદોથી કૃતિનાં અનેક રસકેન્દ્રો વિસ્તરી રહેતાં હોય છે. સુરેશ જોષીએ ગુજરાતી કવિતાનો આસ્વાદ કરાવ્યો છે તે એક નમૂનારૂપે લઈ શકાય. સારા વિદ્વાનોનાં આસ્વાદનો અને વિવેચનો ભાવકને ઘણી બધી રીતે મદદરૂપ થતાં હોય છે.

### સૂક્ષ્મતા-સ્થૂળતા અને સાંપ્રત સ્થિતિ:

અત્યારની મોટા ભાગની કાવ્યરચનાઓ કોઈ ચમત્કૃતિપૂર્ણ કે ચબરાકિયું વિધાન કરે છે, જેમાં કૃતક ભાવોને શબ્દની રમત દ્વારા, ભાષાની ભભક દ્વારા દર્શાવવાનો આયાસ હોય છે. એ વાચનનો વિષય બને છે, કાવ્યાનંદ કે ભાવનનો નહિ જ, એમ કવિઓએ સમજી લેવાની જરૂર છે. બ્રહ્માનંદસહોદર-ભાવ તો ત્યારે જ જાગે, જયારે ધ્વનિ પૂર્ણ વ્યંજનાગર્ભ અનુભૂતિને અપૂર્વ રીતિએ મૂકી આપવામાં આવેલ હોય. ચપટાં-લપટાં વિધાનો એ કવિતા નથી જ નથી. અત્યારની મોટા ભાગની કાવ્યરચનાઓ આ પ્રકારની છે. એટલેસ્તો લખાય છે ઘણું, છપાય છે અઢળક પરંતુ વંચાય છે ઓછું. સારી કવિતા અનેકસ્તરે કામ કરતી હોય છે. એને સમગ્રતામાં, અનેક સાહચર્યોના સંદર્ભે માણીએ તો જ ભાવન થયું કહેવાય. જેમકે, રમેશ પારેખની આ પંક્તિ જુઓ :

*"મારી હથેળીમાં ય એવી રેખાઓ, જેવી રેખા છે ખાખરાના પાનમાં."*

અહીં ખાખરાના પાનના સાદૃશ્યે હાથમાંની રેખાઓને જોઈએ તો ઘણી રેખાઓ એ વૈભવ નહિ, વેદનાનો વિષય બને છે. આપણા મનમાં ખાખરાનું પાન, એમાંની રેખાઓ, શુષ્કતા, સંકુલતા ઈત્યાદિના જે ભાવવિવર્તો જન્મે છે એની જ મજા છે. સારો કવિ આવી અનંત શક્યતાઓ ભાવક સમક્ષ ધરી દેતો હોય છે.

### ભાવન : એક અર્થસંકુલ શબ્દ :

ભાવન અત્યંત અંગત અનુભવ છે. અને ભાવનનાં કોઈ ચોક્કસ પરિમાણો બાંધી શકાતાં નથી. હા, કોઈ ભાવકે કરેલાં કે લખેલાં આસ્વાદનોને આધારે આપણે કૃતિનાં નવાં પાસાંઓ પામી શકીએ એમ બની શકે. ભાવન માટે પૂર્વની અને પશ્ચિમની સાહિત્યમીમાંસામાં અનેકસ્તરીય ચર્ચાઓ થયેલી છે. પાશ્ચાત્ય મીમાંસામાં ભાવક-પ્રતિભાવનો વિવેચન-સંપ્રદાય -reader response school of criticism- પણ ખૂબ જ પ્રચલિત બન્યો છે. ભાવન એક સંકુલ સંજ્ઞા છે અને તે અનેકસ્તરીય છે. આ ભાવનના અનેક પ્રકારો છે. જેમકે સાહિત્યિક ભાવન (literary criticism), સર્જનાત્મક ભાવન (creative criticism), સમીક્ષાત્મક ભાવન (critical criticism), ભ્રાન્ત ભાવન (miscriticism), અતિ ભાવન(over criticism), અલ્પ ભાવન (under criticism), આદર્શ ભાવન (ideal criticism), સાચું ભાવન (true criticism), ઈત્યાદિ. આ રીતે, ભાવન અંગેની ચર્ચા ખૂબ વ્યાપક રીતે થયેલી છે, જેમાં સર્જનના જેટલું જ ભાવનને પણ મહત્ત્વ આપવામાં આવેલ છે.

## O અરથ અંતરી........

**ફારૂક શાહ** 

ઘણી વખત પરિવેશગત વિસંગતિઓ ઊભી થતી હોય છે ત્યારે જ્ઞાન અને કળાના ક્ષેત્રોમાં પણ તેની સામે ઝૂઝવાનો એક આયામ પ્રગટતો હોય છે. વિસંગતિ પેદા થાય ત્યારે જે રીતે અસ્તિત્વ વિરોધી પ્રવાહો બળવતર બનતા હોય છે તેની સમાંતરે અસ્તિત્વને ઉગારનારા અને તેને પુષ્ટ કરવાની આકાંક્ષા ધરાવતા પ્રવાહો પણ નિર્મિત થઈને ગતિમાન થતા હોય છે.

કવિતાને આત્માની કળા કહેવામાં આવી છે. તો આત્માની આસપાસ જે સૃષ્ટિગત વ્યાપ છે, જે સમગ્રતા છે તેનાં સ્પંદનોની વાહક પણ એ બનતી હોય છે, પરંતુ હંમેશાં બનતી હોય છે એવું નહીં. આત્માની આસપાસ મન અને મનોવૃત્તિઓનું પણ જગત છે એટલે સર્જક પણ આખરે માણસ હોવાથી માણસગત મર્યાદાઓ ધરાવતો હોય છે. ત્યારે તે કળા દ્વારા ઊજળી સંભાવનાઓને તાગવાનું સૂઝતું હોવા છતાં અનિષ્ટ પ્રવાહો જોડે ઢસડાવાનું કરતો હોય છે અને કળાના ક્ષેત્રે બોધની અશુદ્ધિઓ સર્જતો હોય છે એવી સ્થિતિ અનેક ભાષા-સાહિત્યના પ્રદેશોમાં સામે આવી રહી છે. એવા સંજોગોમાં જ્ઞાનનો અને સર્જનાત્મકતાનો ઉપયોગ અજ્ઞાન સર્જવામાં પણ થતો હોય છે એ બાબતની પ્રતીતિ થાય.

એવી પરિસ્થિતિમાં રચનાત્મક આયામ ધારણ કરીને ચાલતી કળા પ્રવૃત્તિ જ આશાવાન બનાવનારી હોય છે. એ દિશામાં પ્રવૃત્ત સર્જક-ચેતના આસપાસના ખોખલા અને ચપટા બની ગયેલા ભાષાકીય સંદર્ભોના ભેદ ઉજાગર કરવાનું કરે છે અને એ રીતે ઉચિત અર્થબોધની સ્થિતિમાં સ્વયંને અને અન્યને લાવવાનું કરે છે. જેથી ચેતનાની આસપાસના બદ્ધ પડળો તોડી મુક્તિની દિશામાં જવાનું થઈ શકે. આ પ્રકારનો ઉદ્યમ બાબતે ઉડિયા ભાષાના કવિ બાસુદેવ સુનાનીની એક કવિતા જોઈએ. એમણે અમૃત શોધતા માણસ વિશેનાં નિરીક્ષણો એમાં નોંધ્યાં છે અને 'અમૃત' જેવા પ્રાચીન શબ્દ વિશેની સાંપ્રતકાલીન અનભિજ્ઞાને પણ સાશંક રજૂ કરી છે.

## O અમૃત શોધતા લોકો

**- બાસુદેવ સુનાની**

કેટલાક પાગલ લોકો
મે મહિનાના ધોમધખતા તડકા જેવા
સ્વચ્છ અજવાળામાં
સંકટ વખતની બત્તીઓ સળગાવી
વ્યસ્ત છે અમૃત શોધવામાં

અમૃત કેવું દેખાતું હશે ?
વારાંગનાઓના વ્યાપારમાં
વચ્ચેથી મહેસૂલ વસૂલ કરનારા

કુશળ પોલીસની તમાકુની ડબ્બી જેવું સફેદ
કે પછી
દારૂ વેચનારી
બંગલાવાળી ડોસીના
ઠંડા હોઠો પર લપેટાયેલી
સસ્તી લિપસ્ટીક જેવું લાલ ?

અમૃત ક્યાં મળી શકે ?
કહી શકશે તું ?
તારા બાપ-દાદાએ કે તેં
ક્યારેય અમૃતને જોયું, જાણ્યું
કે પછી ચાખ્યું છે ?



(અનુવાદ સહયોગ : બાસુદેવ સુનાની)





સનાએ માત્સુઝુકી

## O આ અંકના ફોટોગ્રાફર

**સનાએ માત્સુઝુકી ( Sanae-Matsuzaki )** , ઊગતા સૂરજના દેશ જાપાનનાં યુવાન , આશાસ્પદ ફ્રીલાન્સ ફોટોગ્રાફર છે. ૨૦૦૫થી ઉત્સાહભેર ડિજીટલ ફોટોગ્રાફી કરી રહયાં છે. વ્યવસાયે ભાષાશિક્ષક એવાં સનાએ માત્સુઝુકીને કાવ્યપઠનમાં પણ ઊંડી રુચિ છે. તેઓના ફોટોગ્રાફસ જાપાનનાં અગ્રિમ સામયિકોમાં અવારનવાર પ્રગટ થઈ રહ્યાં છે. જાપાનના અગ્રિમ સમાચારપત્ર 'માઈનીચી' દ્વારા તેમને ૨૦૦૭ થી ૨૦૦૯ સુધી 'શ્રેષ્ઠ ફોટો પારિતોષિક ' એનાયત થયેલ છે. તેઓનાં ચાર સ્વતંત્ર ફોટોપ્રદર્શનો પણ યોજાઈ ચૂક્યાં છે. તેઓએ ખાસ કરીને ફૂલોનાં મૂક સૌંદર્યનું કાવ્યાત્મક નિરુપણ કર્યું છે. એક કવયિત્રીની અદાથી તેઓ કહે છે " ફોટા પાડતી વખતે મને લાગે છે જાણે ફૂલો મારી સાથે વાત કરી રહ્યાં છે.". અને સાચ્ચેજ, તેઓના ફોટોગ્રાફ્સ તેની પ્રતીતિ કરાવે છે



**ભૂલ સુધાર** *(ગત અંકના* **'આપણી સાહિત્ય ધરોહર'** *અંતર્ગત પ્રથમ ત્રણ વાક્યો નીચે મુજબ સુધારીને વાંચશો )*

કવિ નર્મદ તરીકે ગુજરાતી સાહિત્યમાં ઓળખાતા આ સાહિત્યરત્નનું આખું નામ નર્મદાશંકર લાલશંકર દવે હતું. તેમનો જન્મ ૨૪-૮-૧૮૩૩ માં સૂરતમાં થયેલો અને ૨૫-૨-૧૮૮૬ માં તેમણે જગતમાંથી વિદાય લીધી. પોતાની જીવનગાથા તેમણે 'મારી હકીકત' આત્મકથામાં આલેખી છે.

ડૉ સતિષચંદ્ર વ્યાસ 'શબ્દ'



સાહિત્યસર્જન એટલે કલાનો સાક્ષર પ્રકાર. લાગણી સભર રીતે લખાયેલ લેખન એટલે સાહિત્ય. માનવીય આકાંક્ષા અને સંવેદનોનું આંતરદર્શન કરાવે તે સાહિત્ય.અને આ સાહિત્યનું સૌ પ્રથમ આદિ સ્વરૂપ છે ગેય–પદ્ય, કાવ્ય, કવિતા. પ્રારંભે શ્રુતિપૂર્ણ સ્વરૂપને લેખિકપિંડ પણ પછી મળ્યો . આ સમગ્ર વિશ્વની બધી જ સંસ્કૃતિને એકસરખી રીતે લાગુ પડે છે.

સાહિત્યના અન્ય સ્વરૂપો નાંટક, વાર્તા, નવલિકા, નવલકથા, ટૂંકીવાર્તા, પત્રો, પત્રકારત્વ, વક્તવ્ય વગેરે પાછળથી વિકસ્યાં.

સંસ્કૃતભાષાનો કલા શબ્દ 'કલ' ધાતુ પરથી ઊતરી આવ્યો છે. તે જ રીતે અંગ્રેજી નો ' Art' 'શબ્દ લૅટિનના 'Ars' ધાતુ પરથી ઊતર્યો છે. બન્ને ધાતુનો અર્થ કારીગરી, જાણકારી એવો થાય છે.પશ્ચિમમાં ઈ.સ. પૂર્વે ૬૦૦થી ગ્રીક સંસ્કૃતિમાં કલાની ચર્ચા થવા લાગી. ગ્રીક સૂફીવાદી, (Sophisis) કલાનો વિચાર કરવામાં પશ્ચિમને ખૂબ ફાળો આપે છે. સોક્રેટિસ ' ઉપયોગિતાને કળાના સૌંદર્ય માને છે. પ્લેટો એ વાત નકારતા કહે છે ' કળા એટલે અનુકરણ.'.એરિસ્ટોટલે પ્રથમવાર કલા અને સૌંદર્યને સીધા વિજ્ઞાન તરીકે વિચાર્યા છે.અને તેવો જ પ્રથમ પ્રયત્ન જર્મનીના વિદ્વાન Baumgarten- બોમગર્ટને કર્યો. અને કહ્યું – ' કલાકાર ભલે દુનિયાનું અનુકરણ કરે, એ જ અનુકરણમાંથી એ પોતે જ આદર્શ દુનિયાના સર્જનની શ્રેષ્ઠતામાં ઉમેરો કરી શકે.' લિયોનાર્દો-દ-વિન્ચીએ જણાવ્યું છે, ' કલાકાર એક ધર્મગુરુ જ છે, કારણ કે કલાનો મુખ્ય હેતુ ઈશ્વર પ્રત્યે પ્રેમભાવ ઉત્પન્ન કરવાનો છે.'

- કળાના બે પ્રકાર છે- સામાન્ય કળા(Applied Art) અને લલિત કળા(Fine Art). ઉપયોગી કળાનો સંબંધ લોકોની રોજીરોટી સાથે છે. જેમ કે કુંભાર, દરજી, સોની, રસોઈ, રત્નપરીક્ષણ વગેરે. તેને સીધી નિસ્બત માણસના મન સાથે નથી, લલિત કલામાં શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર, સાહિત્ય અને સંગીત એમ પાંચ અંગને ગણવામાં આવ્યા છે. જેમાં શિલ્પ સ્થાપત્ય અને ચિત્ર એ ચાક્ષુષ એટલે દૃશ્ય કલા (Visual Art) છે.
- સાહિત્યસર્જનમાં કવિતા એ શ્રેષ્ઠ સ્વરૂપ છે. તે સીધી જ સંવેદનાને અસર કરે છે. તેથી જ તે યુગોયુગ પર્યંત, પેઢી દર પેઢી અવનવાં સ્વરૂપે સચવાયેલી રહી છે. કાવ્યના ત્રણ પ્રકારો છે જેમાં મહાકાવ્ય(Epic) નાટ્યકાવ્ય (Drametiv Poetry), અને સૌથી વિસ્તૃત રીતે ખેડાયેલ ત્રીજો પ્રકાર એ ઊર્મિકાવ્ય(Lyric Poetry). ઊર્મિકાવ્યો લાઘવયુક્ત, રંગસભર અને કવિની અભિવ્યક્તિને ઊંડાણ અને તીવ્રતાથી રજૂ કરનાર બહુવ્યાપ્ત પ્રકાર છે.
- પશ્ચિમમાં હોમરનું ઈલીયડ(Iliade), ઓડીસી(Odyssey) જેવાં મહાકાવ્યો અને ભારતનાં મહાભારત અને રામાયણ જેવાં મહકાવ્યો એ Epic Poem ની કક્ષામાં આવે.
- સ્થળ અને કાળના ભેદ અનુસાર દરેક પ્રદેશના લોકમાનસ, પરિસ્થિતિ અન્વયે કવિએ આ કાવ્યોની રચના કરી હોય છે. વિશ્વનું સૌથી પ્રાચીન અને શ્રુતિજન્ય કાવ્ય, ભારતીય પરંપરા ઋગ્વેદને માને છે. પરંતુ ઐતિહાસિક રીતે સૌથી પ્રાચીન અને લેખિત સ્વરૂપે છે તે કાવ્ય 'પ્રશિયા'. આજના ઈરાનમાંથી મળી આવ્યું છે. ( આપણી ગઝલનું બાલ્ય રમણ સ્થાન પણ તે જ છે !) તે છે Epic of Gilgamesh-ગિલગમેશનું મહાકાવ્ય. મેસેપોટેનિયાના ઉરકના મહારાજાની યુદ્ધ કથા છે. પશ્ચિમમાં ગયેલા અને પ્રસિદ્ધ થયેલ એક ફારસી કવિ ઉમર ખયામ (૧૦૪૮-૧૧૩૧) ની રુબાઈને કોણ ભૂલી શકે. જ્યારે એડવર્ડ ફીટ્સગાર્ડ (Edward Fitzgerald) દ્વારા ૧૯૫૯મા તેનો અનુવાદ થયો ત્યારે પશ્ચિમના જગતે તેની મજા માણી.
- કવિતા એ મનુષ્યની જરૂરિયાત છે. તેના વિના સમાજને ચાલતું નથી. એક યા અન્ય રૂપે જન્મથી મરણ પર્યંત વિધવિધ સ્વરૂપે તે પ્રગટે છે.
- સર્જન સામાન્ય રીતે સંઘાતથી પ્રગટ થાય છે. નૈસર્ગિક હો યા માનવસર્જિત વિનાશક તાકાત જ્યારે જનમાનસને ઝંઝોળી નાખે છે ત્યારે તેની અભિવ્યક્તિ માટે અથવા શાતા માટે કે બન્ને માટે તેનું સર્જન થયું છે અને ચાલી આવતી ત્વરાને પણ ક્વચિત્ બદલી નાખી છે. આંતરિક ભાવજગતની સાથોસાથ બાહ્ય માળખાને, અભિવ્યક્તિની પદ્ધતિને પણ

બદલી નાખે છે. વાલ્મીકિએ પ્રયોજેલ અનુષ્ટુપ એ શોકના સંઘાતનું શ્રેષ્ઠ ઉદાહરણ છે, અને પ્રથમ વખત ઉચ્ચારિત થતો એ છંદ પછી તો રૂઢ થયો.

- ****

- પ્રારંભથી આજ પર્યંત અપાયેલા ૧૦૫ જેટલા સાહિત્યના નોબલ પ્રાઇઝ પર નજર કરીએ તો ૧૦૫માંથી ૨૯ જેટલા કવિઓને જ નોબલ પ્રાઇઝ મળ્યું છે.*(૧૨) અને તેમાં પણ એશિયાના કેટલા કવિઓ? રવીન્દ્રનાથ ટાગોર (૧૯૧૩), ભારતનો સંસ્પર્શ પામેલ રુડયાર્ડ કોપલીંગ (૧૯૦૭), અને હરમાન હેસ (૧૯૪૬) ને જોડો તો ત્રણ થયા.
- લાઘવમાં અતિ ઉત્તમ વિચાર રજૂ કરનાર એવી એશિયામાં પ્રગટેલી અને વિસ્તરેલી ત્રણ સંસ્કૃતિ હિન્દુ, ઝેન અને ઇસ્લામનું જેમા વિશેષ ચિંતન થયું છે તેવા ત્રણે પ્રકાર અનુક્રમે મુક્તક, હાઈકુ અને ગઝલથી યુરોપ અનુવાદો દ્વારા વાકેફ થયુ છે. તેના મૂળ રસ, રૂપ અને રંગને સાંગોપાંગ માણવામાં તે વિફળ રહ્યું છે. તેથી જ ગઝલ જેટલી જ ઉપેક્ષા નોબલ સંદર્ભે હાઈકુની પણ થઈ છે જ. પશ્ચિમમાં જ તેવું બન્યું છે તેમ નથી, આપણા ગુજરાતમાં પણ પ્રારંભના સાત દાયકા સુધી ગઝલ ઉપેક્ષિત રહી હતી.
- આટલાં સંઘર્ષ અને ઉપેક્ષા છતાં પણ ગઝલે વિશ્વને શું આપ્યું તે હવે જોઈએ.
- સંઝીલખાન, હલાકુખાન, કૂબલાઈખાન અને તૈમુરની અસામાન્ય ક્રૂરતાએ તમામ પ્રજાને લૂંટી લીધી. ખુરાસાનથી સિરિયા પર્યંત બધું ધૂળમાં મળી ગયું. ઉમ્મુદ્દ દુનિયા – દુનિયાની મા બગદાદ ખંડેર બની ગયું. સાંઠ લાખ માણસોના મોતથી બાકી બચેલ ભયભીત સ્વજનોને આ દુનિયાના નાશવંતપણાનો અહેસાસ થયો,.એ વિનાશને પચાવવા માટે ગઝલ અને સૂફીઝમનું સંમિશ્રણ લોકોને શાતા આપે છે. સરળ, સહજ વિચાર, સમગ્ર અનુભવ વિશ્વને એક જ ગઝલમાં જુદા જુદા ભાવરૂપે લાવવાની સગવડ, દુ:ખ, દર્દ, સ્વજનને ગુમાવી ચૂકેલ સમાજમાં રહેલ રચયિતા – ગઝલકારને અને સાંભળનારને મલમનું કામ કરે છે. આવું સર્જનાત્મક સંમિશ્રણ કરનાર તત્ત્વ પહેલાં- બીજાં વિશ્વયુદ્ધના એવા જ જઘન્ય નરસંહાર પછી ન મળતા તે પછીના સાહિત્યમાં/ સમાજમાં કેટલાય નકારાત્મક નિરાશાવાદી વલણો જણાયાં છે. જેમાંથી ગઝલ/સૂફીઝમે આપણને સાંગોપાંગ બચાવ્યા.
- ગઝલની ખાસિયતો એ સૂફીઝમની સૂફિયાણી વિચારધારાને ઈશ્કે-હકીકી અને ઈશ્કે-મિજાજી બન્ને માળખાને પોષણ ને બળ આપ્યું. સાથોસાથ તે પણ સૂફીઝમનું વહન કરી ધન્ય બની.
- ઇસ્લામ જેવા સરળ, સહજ ધર્મ લોકોને સ્પર્શતા સીધી, સરળ, ચોટદાર અભિવ્યક્તિના માધ્યમ તરીકે ગઝલે ખૂબ જ ગતિશીલ કાર્ય કર્યું. નાઝિલ થયેલ આયાતોની બહરના માધ્યમથી ઇસ્લામી સંતો, ઓલિયાઓએ એ પ્રચારમાં રચેલ સાહિત્યમાં ગઝલ અગ્રસ્થાને છે અને અનુયાયી ધર્મને સ્પર્શી પણ ગઈ છે. એટલું જ નહિ પરંતુ અરબી, ફારસી, દહી, પુખ્તુ, પાઝંદી, સિંધી, ઉર્દૂ, બલૂચી, હિન્દી, ગુજરાતી વગેરે ભાષાના ફકીર ઓલિયાઓએ પણ પોતાના વિચારો, ઉપદેશો સરળતાથી ગઝલ સ્વરૂપે કહ્યા છે. જે લોકોના હૃદય સોંસરવા ઊતરી ગયા છે.
- ગહનતાના નામે, ઊંડાણના નામે કાવ્યોમાં ક્યારેક ખરેખર ચિંતન હોય છે. પરંતુ મોટેભાગે તો એકવિધતા, પુનરાવર્તન આવતું હોય છે. જે બાબતનો ગઝલમાં છેદ ઊડી જાય છે. અતિલાઘવ અને બે પંક્તિમાં વિચારને પૂર્ણ કરવાની માંડણીમાં પુનરાવર્તન કે એકવિધતાનો શ્રોતાપક્ષે કોઈ અવકાશ રહેતો નથી. આમ એ શુષ્કતામાંથી ગઝલે છુટકારો પ્રાપ્ત કરાવ્યો.
- ગઝલે સંગીત સાથે ખૂબ જ નજીકનું સામંજસ્ય સ્થાપ્યું. ચંગ, તંબૂર, શરણાઈ, બર્બત જેવા ઈરાની વાજિંત્રો, તબરિસ્તાન, દેલમ, ખુરાસાનના ચંગ સાથે, ઈરાની ડફના તાલે, સિંધમાં, હિન્દુસ્તાનમાં સારંગી, સિતારના તાલે તાઉસ, રબાબાબ, દિલરુબા કે તૂનતૂનીના સંગે ગઝલના રદીફ અને કાફિયા, તેના રૂકનના સ્વરભાર અને પ્રાસાનુપ્રાસનું એવું સંયોજન બેસી ગયું કે ગઝલે સ્વરસમેત સંગીતનું એક લવચીક માળખું રચીને, શબ્દ– સંગીતની એકત્વની એક ભેટ વિશ્વને આપી.
- ઇસ્લામનો ‘ સૌ માનવ એક સમાન ‘ વિચાર તથા લોકશાહી રાજ્યપ્રથા કે અરબસ્તાનમાં કબીલા દ્વારા વિચાર – વિમર્શથી ચાલતી પ્રારંભિક લોકશાહી વ્યવસ્થામાં જેમ દરેક વ્યક્તિને સમાન હક અને દરેકના અવાજને સાંભળવામાં આવે છે તેવી સમવાયવાદી વિચારધારા ગઝલમાં પણ છે. પ્રત્યેક શે’રનું અલગ અસ્તિત્વ તથા અલગ રંગરૂપને સ્વીકારવામાં આવે છે. સાથોસાથ એક ગઝલ સ્વરૂપે પ્રગટ થતું તેનું સામૂહિક મહત્વ અને સૌંદર્ય પણ નિખારવામાં આવે છે.

- દરેક શે'રને પોતાની વિશિષ્ટ સ્વતંત્રતાને લીધે તે લોકશાહીવાદી / કુટુંબ કબીલાથી દોરવાતી રાજ્યવ્યવસ્થાને, સમાજ સંરચનાને વધુ અનુકૂળ આવી અને તે વ્યવસ્થાને તેણે પરોક્ષ રીતે બળ આપ્યું.
- ગઝલના શે'રને અભિધા / વ્યંજનાની સરાણ પર ચઢાવીને ચકાસતા કે ઈશ્કે હકીકી-ઈશ્કે મિજાજીના ભાવ પર તપાસતા તે ખરા ઊતરે છે. એક જ શે'રના બહુઆયામી અલગ અર્થો નીકળી પડે છે. અને કવિતાના ગુણ જેમ દરેકે દરેક ભાવકનાં પોતપોતાનાં આગવા ભાવજગતને સંતોષે છે.
- ગઝલ તેની લોકોને સીધી અપીલ કરતી લાઘવયુક્ત શૈલી તથા ભાષાને લીધે તેમજ શબ્દાનુપ્રાસ અને અંત્યાનુપ્રાસની આ રચનાને કારણે તથા તેની આંતરિક રવાનીને લીધે અન્ય ગેય પ્રકાર કરતા ઝડપથી કંઠસ્થ અને હૃદયસ્થ થઈ જાય છે.
- સીધી સરળ ચોટને લીધે ગઝલ સભારંજની, તત્વસભર બની છે એ ખરું છે પરંતુ એકાંતમાં રહીને એ શે'રને જ્યારે ભાવક મમળાવે છે ત્યારે એ ગઝલ આત્મચિંતનનો પથ બની ગઈ છે અને કંઈ કેટલાય મુફલિસોને મહાત્મા બનાવી ગઈ છે. સ્થાપત્ય અને કળા વિશે એમ કહેવાય છે કે જ્યાં ઇસ્લામ પહોંચ્યો ત્યાંનાં સ્થાપત્યોની સંકુલતાને તેણે સરળતા બક્ષી. તે વાત ગઝલ માટે પણ એટલી જ સાચી છે. જે ભૌગોલિક પ્રદેશોમાંથી ગઝલ વિચરી તે દરેક પ્રદેશમાં ગઝલ દ્વારા સ્થાનિક ભાષા અને સાહિત્યને તે સ્થળનું મૂળભૂત માળખું અખંડ રાખી, ભાષાને માંજી-મઠારીને સરળતા બક્ષી.
- ફારસી / અરબી કાવ્યશાસ્ત્ર મુજબ નઝમ (કવિતા) ના દશ પ્રકાર છે.*(૧) (૧) કર્દ (૨) રૂબાઈ (૩)કતઆ (૪) ગઝલ (૫) કસીદા (૬) મનસ્વી (૭) તરજીદબંદ (૮) તરકીબબંદ (૯)મુસમ્માત (૧૦) મુસ્તઝાદ.
- આ યાદીમાંથી વિશેષ ખેડાયેલ સમૃદ્ધ પ્રકાર 'ગઝલ' વિશે ભલે એમ કહેવાયું છે કે તેના દરેક શે'રમાં અલગ-અલગ ભાવ હોય, ફરીફરીને પ્રિયતમાના વિરહની વાત આવ્યા કરે, પરંતુ ગઝલની વિકાસયાત્રાની સાથે તેનું કસબ(Technic) નું પાસું પણ સબળ તો બન્યું જ છે. તેની અંદર પ્રવેશતા દોષ અને પ્રગટતા ગુણ વિશે પ્રદેશ અને ભાષાગત સંદર્ભે બારીક, નાજુક અને તાંત્રિક (Techinical) ચર્ચા પણ થયેલ છે. અંગ્રેજીના ઊર્મિકાવ્ય, સૉનેટ કે ભારતીય કાવ્ય, મુક્તકની શાસ્ત્રીય ચર્ચા અને રચનાથી તે કોઈ રીતે ઊતરતી નથી. તેના ભાવજગત, વ્યાકરણ, છંદશાસ્ત્રનું એક શાસ્ત્રીય સાહિત્ય ફારસી, અરબી, ઉર્દૂ, ગુજરાતીમાં ઊતરી આવ્યું છે અને તેના પર સૂક્ષ્મ ચર્ચા પણ સમયે થતી રહે છે.
- ફારસી ભાષામાં સ્ત્રી-પુરુષ બન્ને માટે વિશેષણ અને ક્રિયાપદ એક જ રીતે વપરાય છે*(૨). આ ભાષાકીય વિશેષતાએ ગઝલના વિષય અને આંતર સ્વરૂપ પર ઘણી વૈવિધ્યસભર અસર કરી. પ્રિય પાત્રપ્રિયતમા અને અલ્લાહ બન્નેનું એક જ વિશેષણ-ક્રિયાપદ- ઉપયોગીકરણથી અલ્લાહ ને જ માશૂક બનાવી દીધા. એની જ પ્રેમરસ સભર ગઝલ, એનો જ વિયોગ, એની જ યાદ, એનો જ ચિરવિરહ, વર્ષો સુધી દુનિયામાં રાખી પોતાના દરબારથી અળગાં રાખ્યાની અંચઈ અને તેનો રંજ, તેની સાથેની વડછડ, જગતમાં તેની અનુપસ્થિતિમાં પડતા પારાવાર દુ:ખ અને એ દુ:ખને ભૂલવા ભક્તિરૂપી સુરાનું પાન કરનાર શરાબીનો પ્રલાપ આ ઈશ્કેહકીકી બયાનને ઈશ્કેમિજાજીમાં માણનાર બહોળા સમુદાયે ગઝલને અતિપ્રિય બનાવી. તેના પઠનમાં મિજાજીનું પાસું સતત તરતું રહે પરંતુ માનીપરસ્ત લોકો રૂહાનીકેફિયતનો આસ્વાદ લીધા કરે. ગઝલના કાવ્ય પ્રકારમાં ઇશ્કમોજું એવું આવ્યું કે ધર્મ, કર્મ, આચાર, વિચાર, નફરત, જાત, નાત, પ્રદેશ, ભાષા બધા જ ભેદો ભાંગી ગયા.
- હકીમ સનાઈ, ફરેદૂદીન સત્તાર, મોલાના જલાલુદ્દીન રૂમી, ઇરાકી શેખ સાદી શીરાઝી, અમીર ખુસરો, ખ્વાજા હાફિઝ઼ , મુલ્લા નસરુદ્દીન જામી વગેરે પ્રારંભિક ગઝલકારોએ ગઝલની આ ખાસિયતનો ભરપૂર ઉપયોગ કરી ગઝલ તથા ભાષા બન્ને ને અરસપરસ સમૃદ્ધિ બક્ષી.
- ગઝલ અસંખ્ય વખત સત્યને ચોટદાર રીતે/નિર્ભયપણે રજૂ કરવાનું માધ્યમ બની છે. દારાસિકોહ ને સર્વધર્મ સમભાવના બીજ રોપનાર તેના મિત્ર અને ઈરાનના કાશાનના વતની પીર સર્મદને ઔરંગઝેબે ફાંસીની સજા આપી ત્યારે તેમણે ફાંસીના અમલને દિવસે પરવરદિગારને સંબોધીને એક ગઝલ ફારસીમાં રચી, તેનો મક્તા જુઓ *(૪) બજુર્ મે ઈશ્કે તુ અમ મી કુશન્દ ગોગા ઈસ્તા!

તૂ નીજ બર સરે બામ આ કેહ ખુશ તમાશા ઈસ્ત !

- ( તારા પ્રેમના અપરાધમાં (તેઓ) મને મારી નાખે છે તેનો આ કોબાઈલ છે, તું પણ અટારી ઉપર ચઢીને જો કે કેવો સુંદર તમાશો છે !)

- (Beale-Oriental Biographical Dictionary ,P-237) હજરત મહમ્મદ પયગંબરસાહેબ (સ.અ.)ના બે સાહેબજાદાઓ મક્કામાં વફાત પામ્યા પછી 'અપુત્ર' હોવાથી દુશ્મનો તેમને 'અબતર' શબ્દ વાપરી પીઠ પાછળ ગીલા કરતાં. આ વાત હજરતને જાણ થતાં તેમને ખૂબ દુ:ખ થયું અને તેમને શાતા આપવા ખુદાતાલાએ ત્રણ સુરાઓ નાઝિલ કરી એટલે કે ઉતારી.*(૩)

- ઈન્ના આ તયના કઅલ કવસર !
- ફસલ્લે લે રબ્બે કા વનહર !
- ઈન્ના શાને અકા હોવલ અબતર !
- લા હાઝા ક્વલલ બશર !
- ઝબુત્ત ફાસીર, વોલ્યુમ – ૮ (પૃષ્ઠ- ૨૫૭)માં ઔરંગઝેબની કવયિત્રી પુત્રી સુરતલ કવસરમાં કહેલ છે.
- હે પયગંબર, અમે આપને ઘણું આપ્યું છે, તો તેનીજ નમાજ પઢો અને સ્વાર્પણ કરો. તે લોકો જ અબતર (અપુત્ર) છે જેમને સારું-નરસું સમજવાની સમજણ નથી.
- કહેવાય છે પરવરદિગારના આ આશ્વાસનથી પયગંબર સાહેબને શાતા મળી હતી. પરંતુ વિરોધીઓ આ આયાતોને નાઝિલને બદલે બનાવેલ કહીને બદબોઈ કરવા લાગ્યા ત્યારે તેમની આ ત્રણ આયાતો તે વખતના રિવાજ મુજબ મક્કા શરીફના દરવાજે બધા વાંચે એ હેતુસર લગાવે છે. આ સુરા ઘણાં વિદ્વાનો અને શાયરોએ વાંચી પરંતુ તેમાં કોઈ એબ, ખામી કાઢી શક્યા નહિ ત્યારે કોઈ વિદ્વાન સૂફી સંતે પાદપૂર્તિ કરી.
- 'બા હાઝા ક્વલલ બશર.' અર્થાત્ 'આ કથન કોઈ માનવીનું ન હોઈ શકે !'

આ તાકાત છે ગઝલમાં જે ખુદાતાલા તરફથી પણ નાઝિલ થાય છે અને હઝરત મહમ્મદ પયગંબર સાહેબ (સ.અ.) જેવા મહાન માણસની દિલની ખિન્નતાને પણ દૂર કરી શકે છે !

****

કેટલા વિષયોને સરળતાથી ગઝલ રજૂ કરી શકી ? *(૫)

પ્રેમ, પ્રસન્નતા, વિષાદ, ઉત્કંઠા, ક્ષોભ, અહોભાવ, ફરિયાદ, ધૈર્ય, અનુગ્રહ, સંતોષ, એષણા, ધૃણા, તીવ્રકામના, અનુકંપા, ન્યાયીવલણ, ક્રોધ, વિસ્મય, આશા, નિરાશા, હોંશ, પ્રતીક્ષા, પ્રેમસંદેશ, મિલનની ઉત્કટતા, વિરહ, મિલન, સહૃદયતા, ગમો-અણગમો, સાંનિધ્ય, નિખાલસતા, વિહ્વળતા, નમ્રતા, આજીજી, સંદેશવાહક પર ગુસ્સો, નારાજગી, લાજ-શરમ, ભાવભંગિમાં, ગર્વ, રક્ષકને અભ્યર્થના, બેચેની, રાગ, રંગત, મનોરંજનના માધ્યમની વૃદ્ધિ, નિશ્વાસ અને પોકાર, એકલતાની ફરિયાદ, આવારગી, એકાકીપણું, કામના, નસીબની ફરિયાદ, માર્મિકતા, મિત્ર પ્રત્યેની શિકાયત, સૌંદર્ય અને પ્રેમના ચમત્કારો, જફા અને વફા, હત્યા અને સાક્ષિત્વ, સફળતા, વૈફલ્ય, યૌવનનો ઉછાળો, સુશોભિત સભાનો આનંદ, દીવાનગી, સંગાથ, મસ્તી.

ગઝલ હજુ કેટલાંય નવ્યગૃહિતોને રજૂ કરવાની તાકાત ધરાવે છે. જેમ કે વિદ્વાનોની દુર્દશા, લોકોની કંગાલિયત, યુગની વિષમતા, ધ્યેયની શોધ, સાહસિકતા, વિચારોની ભવ્યતા, ભાવિ પ્રગતિનો ઉમંગ, દુન્યવી અનુભવ, જગતની વિવશતા, મિત્રની અપ્રમાણિતા, દેશવાસીઓ સામે ફરિયાદ, લોકોની દાંભિકતા, મિત્રની સફળતા, પરલોકનો વિચાર, ભૂતકાળનો અફસોસ, ભાવિની ચિંતા, મૃત્યુની કલ્પના, કર્મભક્તિ, સાંસારિક જીવનની અસારતા, પશ્ચાતાપની તૈયારી, ભૂલ પર અટલતા, ઈશ્વરનું સ્મરણ, ઇબાદતની હોંશ, હરિયાળા ખેતરો, કોયલનો સમૂહ, નદીનું વહેવું,, વસંતની સમૃદ્ધિ, ઝરણાનું મનોરમ્ય દૃશ્ય, વાયરાની રંગત, પર્વતની ભવ્યતા, સુગંધની છોળ, પાનખરનો ભય, વરસાદની ઝરમર, પર્યટન, પ્રાકૃતિક વાતાવરણ, મૌલિક પ્રેરણા, ઉપવનનો વિહાર, પૂનમની રાત્રિ વગેરે....

છતાં પણ ગઝલના પક્ષે પણ કેટલીક માળખાગત અને રચયિતા પક્ષે રહેલી નબળાઈઓ પણ જાણવી જોઈએ.

ગઝલના બહિર્ગત સાદા માળખાને લીધે સર્જકનો બહોળો વર્ગ લલચામણી તૂકબંધીમાં સરી પડે છે. આ છેતરામણી સરળતા સર્જકને ઊર્મિ અને ભાવપ્રધાન કવિતાના અસલી હાર્દથી દૂર ખસેડી દે છે, ફક્ત સભારંજન માટે લખાતી અને સભારંજનના ખયાલોથી રચાતી અને સભાનું રંજન કરે તો જ શ્રેષ્ઠ – એવા ખયાલને મદ્દેનજર રાખીને રચાતી છીછરી રચનાઓ ઊર્મિના પોતને પાતળું બલ્કિ નહિવત્ બનાવનારું નીવડે છે. એક ને એક અનુકૂળ ચોકઠામાં છળતી સરળ અને સહજ બહરની રચના અને તે જ બહરનું વિશેષ ખેડાણ ગઝલરચનાને વૈવિધ્યહીન અને યાંત્રિક બનાવી દે છે. ગઝલને વિશ્વસાહિત્યના પદ્યના ક્યા પ્રકાર સાથે સરખામણીમાં મૂકવી તે વિવાદિત વિષય છે. તે Epic

નથી, તે Dramatic તો નથી જ, પરંતુ પાશ્ચાત્ય ઊર્મિકાવ્યના ધારાધોરણોમાં ગઝલ પ્રકાર સંપૂર્ણ રીતે સર્વાંગે ખરો ઊતરતો નથી, તે નોબલ મેળવવામાં મોટી અડચણ છે. ગઝલપ્રકારને એક ધર્મસમૂહ કે વર્ગ સાથે જોડી દેવાની ચોક્કસ પેરવીએ પણ ગઝલને વિશ્વપ્રિય બનાવવામાં ઘણું નુકસાન પહોંચાડ્યું છે. ભાષાંતરમાં અંત્યાનુપ્રાસ, પ્રાસાનુપાસ, ભાર અને વજન જાળવવા મુશ્કેલ હોઈ રૂપાંતરિત તરજૂમામાં એ બાહ્યસ્વરૂપ આસ્વાદક ન રહેતા અન્ય ભાષાપ્રદેશમાં તે લોકપ્રિય ન થઈ અને તેના પર દુર્લક્ષ – અણગમો સેવવાની ક્રિયા બળવાન બની.

ફૂલદાનીમાં ગોઠવાયેલ વિધવિધ ફૂલોનો ગુચ્છ અલગ- અલગ રંગ, તરહ-તરહની સુગંધ અને જુદી-જુદી ભાતનાં હોવાં છતાંય ક્યાં આંખોને ખૂંચે છે ? તેવું જ કૈંક ગઝલનું છે. વિધવિધ ભાવ/ કલ્પન શે'રને એક બહરમાં રદીફ અને કાફિયાની સુંદર ફૂલદાનીના માધ્યમથી એકજૂટ કરી તે આપણી પાસે આવે છે !

****

*(નિસ્યંદનના યુવાન સંપાદક, કવિ અને મારા મિત્ર શ્રી યોગેશ વૈદ્યની સાથે સોમનાથ મુકામે ' કેટલા ગઝલકારોને નોબલ પ્રાઇઝ મળ્યું?' તે પ્રશ્ન અન્વયે થયેલ વાતચીતમાંથી પ્રગટેલ વિચારો પરથી લખાયેલ. ૨૯/૪/૨૦૧૨)*

**સંદર્ભ સૂચિ**


૧. આમ ફહમ અરૂઝ : મૌલાના હજરત મન્ઝર સિદિકા.
૨. ઈરાનનો ચેરાગ – પ્રો. ફિરોઝ કાવલજી દાવર, ગુ,વિ.સભા, અમદાવાદ.
૩. ઝબુત્ત ફાસીર : વોલ્યુમ – ૮, પૃષ્ઠ – ૨૫૭
૪. Beale-Oriental Biographical Dictionary , P-237
૫. ગઝલ કલા અને કસબ – અમૃત ઘાયલ, પાના નં – ૨૯
૬.' રણ પિંગળ ' – રણછોડ ઉદયરાવ
૭. ' ગુજરાતી પર અરબી – ફારસીની અસરો ' ભાગ – ૧ ગુ.વિ.સભા.
૮. ' ગુજરાતી પર અરબી – ફારસીની અસરો ' ભાગ – ૨, ગુ.વિ.સભા.
૯. સૂફીમત – ડૉ. છોટુભાઈ નાયક, ગુ.વિ. સભા.
૧૦. ગુજરાતના નાગરોનું ફારસી ભાષા અને સાહિત્યમાં ખેડાણ - ડૉ. છોટુભાઈ નાયક
૧૧. Arabic Literatures-H..A.R. Gibb,M.A. London-1926
૧૨. Details Of Nobel Winner In Literatures


## - સાહિત્યવૃત્ત-



શ્રી સાંઈલીલા વેલ્ફેર ટ્રસ્ટના ઉપક્રમે , છેલ્લા ૩૧ મહિનાથી દર મહિનાના પહેલા શનિવારે ઝરૂખો નામે સાહિત્યિક સાંજ બોરીવલી ,મુબઈમાં ઉજવાય છે.

તા.૭/૭/૨૦૧૨ના રોજ કવિ હિતેન અનંદપરા અને કવિ પ્રફુલ્લ પંડ્યા દ્વારા તેમની સુંદર કાવ્યરચનાઓનું પઠન થયું. કવિ સંજય પંડ્યાએ કવિતાની ભૂમિકા બાંધી આપી. તથા તારીખ ૪ના રોજ ૨૦૧૨/૮/ નવલકથાકાર ,કવિ શ્રી કાનજી પટેલે ' વિમુક્ત અને વિચરતી જાતિનું સાહિત્ય' એ વિષય પર રસપ્રદ વક્તવ્ય આપ્યું.

## Oપુસ્તક પરિચય

જિતુ પુરોહિત



### O યાત્રા ક્ષરથી 'અક્ષર સુધી'....

'પગેરુ' ૧૯૯૮ પછી ૧૪ વર્ષની ગઝલસાધના બાદ ગિરનારના ગઝલસાધક કવિ પ્રફુલ્લ નાણાવટી ૨૦૧૨માં 'અક્ષર સુધી' ગઝલસંગ્રહ ગુજરાતી ભાષાને આપે છેએ સમયે આ કવિની. ગઝલસાધનાની અર્ધી સદી થાય છે અને કવિ પોતે લખે છે, *'ગઝલને ઘૂંટું છું હું અરધી સદીથી; તો થોડીઘણી સૂઝ આવે તો આવે'*

બહુ ઓછા લોકોને ખબર છે જૂનાગઢમાં એક પુરાતન વૃક્ષ 'રૂખડો' ગિરનાર રોડ પર વર્ષોથી સાધનામાં લીન થઈને બેઠો છેઆ પંથક ગણ્યા ગાઠ્યા રૂખડામાંનો . એ એક પ્રાચીન ઋષિ છે અને એ પછી જૂનાગઢના ગઝલવિશ્વમાં આવી જ એક પુરાતન હસ્તી વર્ષોથી ગઝલસાધનામાં લીન, જનમેદનીમાં તરત જ નજરે ચડી જાય એવું સફેદ રૂની પૂણી જેવું ઘેઘુર વ્યક્તિત્વ ધરાવતી જૂનાગઢ પંથકના ગઝલ સર્જકોના સર્જનક્રિયાના મૂક સાક્ષી એવા પ્રફુલ્લ નાણાવટી.

એમની બન્ને આંખોમાં જો ઊંડાણપૂર્વક નીરખીએ તો એકમાં શ્યામના અભાવની ભીનાશ, બીજીમાં મનોજના અભાવની ભીનાશ સતત ચળકતી જોવા મળશેપોતાના આ . સાથી ગઝલવૃક્ષોને ભરવસંતે મૂરઝાતા જોઇને આ સાધક 'રૂખડા' પર શું શું વીત્યું હશે એ કલ્પના થઇ શકે તેમ નથી.

ચૌદ વરસ પછી 'અક્ષર સુધી' સંગ્રહ આપનાર આ ગરવા ગઝલકારે ગઝલની ત્રણ પેઢી નિહાળી છે. ઘાયલ-મરીઝ-બેફામ-શૂન્ય- જેવા શાયરોની પ્રથમ પેઢી તો રમેશ-મનોજ-રાજેન્દ્ર-શ્યામ- જેવી બીજી પેઢી અને હાલ-ત્રીજી પેઢી સાથે બેસીને આ ડોસલો ગઝલને પોંખી રહ્યો છે. ધન્ય હો !

પ્રફુલ્લ દાદાની ગઝલો વિશે લખવા માટે હું તો થોડો નાનો પડું એટલે એમની રચનાઓનું વિવેચન લખવાનો ઉપક્રમ નથી .મારું કાર્ય તો પુસ્તક પરિચયનું છે એટલે પુસ્તકમાં જે કંઇ ભાવકને ભીજવી શકે તેવું હોય તેના તરફ અંગુલીનિર્દેશ કરવાનો હોય છે. પ્રફુલ્લભાઇએ ગઝલની ત્રણ પેઢી સાથે કામ કર્યું છે એટલે એમની રચનાઓ ત્રિવેણી સંગમ જેવી બની રહે છેઆ . કવિ શબ્દની રહસ્યજાળ ગોઠવીભાવકને સમજની આંટીઘૂંટીમાં નાખ્યા વગર જ ચોટદાર- રીતે પોતાની વાત સીધીસાદી અને લયાત્મક-ભાવભંગિમા સાથે ગઝલમાં રજૂ કરી દે છે અને એ સાથે એમની આ સંગ્રહની રચનાઓ આ કવિના આધ્યાત્મમાર્ગ પરના સોપાનો પરનું તેમનું ચઢાણ કાર્ય પણ આપણને બતાવી દે છે. એમની યાત્રા ગહનથી ગહનતર અને પછી પયગંબર સુધીની છેઆ કવિ . અણસમજમાંથી પણ ઘણી સમજ મેળવી લે છે તો સાથેસાથે જીવનમાં એમણે ક્યાં ક્યાં ખૂબ સમય ખર્ચ્યો છે તેની પણ કબૂલાત કરે છેપરમ કૃપાળુ પરમાત્મા આ કવિને . હજી પણ સ્વાસ્થ્યપ્રદ લાંબુ આયુષ્ય અર્પે અને એમના તરફથી આપણને હજી પણ વધુ ને વધુ ગઝલો પ્રાપ્ત થતી રહે તેવી શુભકામના સાથે આવો આપણે તેમના કેટલાક ઉતમ શે'ર માણીએ...

**આ નગર હંમેશ મોડું જાગશે;**
**આ નગરનો સૂર્ય છે ગિરનારવશ.**

**અહીં યંત્રમાનવનો જનમ થઇ ગયો છે;**
**હવે તો ચતુર્ભુજ આવે તો આવે.**




**આંખો ઘણાની ઊંચી થઇ સાંભળી ગઝલ;**
**જેનાં નયન ઢળી ગયાં એને ન ઓળખ્યાં !**

**પત્ર ઊકલે,હસ્તપ્રત ઊકલે નહિ;**
**એ ય છે મારા જ હસ્તાક્ષર છતાં.**

**આ તો હવાઇમાર્ગ છે, પગપાળાં ક્યાં જશો ?**
**મારે ચરણ સિવાય કો' આધાર પણ નથી.**

**'અક્ષર સુધી'** -કવિ પ્રફુલ્લ નાણાવટી , પ્રકાશકમીડિયા પબ્લિકેશન - ,૧૦૩૪/, મંગલમૂર્તિકાળવા ચોક - ,જૂનાગઢ. પાના-કિંમત ૯૪-૧૦૦



## o સાભાર સ્વીકાર

o **નિખાલસ (કાવ્ય સંગ્રહ), શૈલેશ પંડ્યા 'ભીનાશ',** 4 આદિત્યનગર, સુમનપાર્ક સોસયટીની બજુમાં,ઓ.એન.જી.સી. રોડ, માર્કેટ યાર્ડ, કલોલ -૩૮૨ ૭૨૧ . વિક્રેતા: રન્નાદેપ્રકાશન – અમદાવાદ અને સત્યમ લાઈબ્રેરી-કલોલ . કિંમત રૂપિયા ૧૬૦ .૦૦

o**પવનની પંક્તિઓ વચ્ચે (ગઝલ સંગ્રહ),શૈલેન રાવલ,** પ્રકાશક : પ્રવીણ પ્રકાશન પ્રા. લિ. ,

લાભ ચેમ્બર, મ્યુ.કોર્પો.સામે, ઢેબર રોડ ,રજકોટ . કિંમત રૂપિયા ૧૨૫ .૦૦



## o કેકારવ

o જાણીતા કવિ શ્રી વિનોદ જોષી નાં કાવ્યપઠનની વિડીયો કડી..... 'નિસ્યંદન'ના કચ્છના વાંચકોની ખાસ ફરમાઇશને માન આપી ને ...... .કવિ શ્રી વિનોદ જોષી નાં ગીતોને તેમના પઠન દ્વારા આગવો ઉઘાડ મળે છે.

(1http://www.youtube.com/watch?v=_A_wrQk641Q&feature=bf_prev&list=ULfW9lv1x2WaY

(2http://www.youtube.com/watch?v=fW9lv1x2WaY&feature=bf_next&list=UL_A_wrQk641Q

(3http://www.youtube.com/watch?v=w64-cTGqfkk&feature=bf_next&list=ULfW9lv1x2WaY



**કવિ શ્રી વિનોદ જોષી**

(4http://www.youtube.com/watch?v=jYowX5e8meM&feature=bf_next&list=ULw-64cTGqfkk

(5http://www.youtube.com/watch?v=8pfR9Y59eAs&feature=bf_next&list=ULjYowX5e8meM

(6http://www.youtube.com/watch?v=VXWVZWN9SkM&feature=bf_next&list=UL8pfR9Y59eAs

o આ અંકમા જેમની કવિતાનો અનુવાદ મૂકાયો છે તે સ્લોવકિયન કવિ એલેસ સ્ટેગરનાં કાવ્યસંગ્રહ .*'બૂક ઓફ થિંગ્સ'* ની કવિતાઓનુ અંગ્રેજીમાં પઠન એક આગવો અનુભવ કરાવી જાય છે... જરા નવતર....

કવિનું કાવ્ય વાંચન-

**Ales Steger: Poetry Reading - YouTube**



**કવિ એલેસ સ્ટેગર**

## આપણી સાહિત્ય ધરોહર



### ૦ નંદશંકર તુળજાશંકર મહેતા

સુરતની ધરતી પર તામાં જન્મેલા આ૧૮૩૫.૪.૨૧. સર્જકે એ જમાનામાં મેટ્રીક સુધીનો અભ્યાસ કરેલો. થોડો સમય શિક્ષક તરીકે કામ કરી તેઓ સનદી સેવામાં જોડાયેલા એ પછી કેટલાંક દેશી રજવાડાંમાં વહીવટદાર તરીકે મુત્સદ્દી રીતે કામગીરી કરી. વિદેશી સાહિત્યના વાચને આ લેખકને લખવા પ્રેર્યા અને એમણે ૧૮૬૬માં ગુજરાતી ભાષાને 'કરણઘેલો' નામની નવલકથા આપી, જે આપણી ભાષાની પહેલી નવલકથા ગણાઇએમના . નામે આ એક માત્ર કૃતિ મળે છે .માં એમનું અવસાન થયું૧૯૦૫.૭.૧૭.તા.ગુજરાતીના વિદ્વાન વિવેચક શ્રી વિશ્વનાથ ભટ્ટ લખે છે .

' "કરણઘેલોકેવળ નર્મદયુગનો જ નહિ પણ સમગ્ર ગુજરાતી સાહિત્યનો મહત્ત્વનો " ગ્રંથ છેનર્મદયુગનું તો એ . શકવર્તી પુસ્તક છેએ જેમ"પેમિલા" ની"રિચર્ડસન" . અંગ્રેજીભાષામાં નવલકથાનો શક પ્રવર્તાવેલો તેમ નંદશંકરના આ એ"કરણઘેલો" ગુજરાતીભાષામાં નવલકથાનો શક પ્રવર્તાવેલોજો કે ., સર્વાંગસિદ્ધ નવલકથા તો આપણને ગોવર્ધનરામે જ આપી પણ આ લેખકે પહેલે જ સપાટે આકર્ષક વાર્તા લખીને ગુજરાતીભાષામાં નવલકથાને પ્રતિષ્ઠિત સ્થાને મૂકી દીધી છે.'

